# ખેડા જીલ્લાનું વર્ણન.

## દિશાઓ.

દિશાઓ ચાર છેઃ—**પૂર્વ, પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ.**

**પૂર્વ**—જે દિશામાં સૂરજ ઉગેછે તેને પૂર્વ દિશા કહેછે.

**પશ્ચિમ**—જે દિશામાં સુરજ આથમે છે તેને પશ્ચિમ દિશા કહેછે.

**ઉત્તર**—પૂર્વ તરફ મોં કરી ઉભા રહીએ તો જે ડાબા હાથ તરફની તે ઉત્તર દિશા.

**દક્ષિણ**—પૂર્વ તરફ મોં કરી ઉભા રહીએ તો જે જમણા હાથ તરફની તે દક્ષિણ દિશા.

## ખૂણા.

ખૂણા ચાર છેઃ—**અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય ને ઈશાન.**

**અગ્નિ**—પૂર્વ અને દક્ષિણની વચ્ચેનો તે અગ્નિ ખૂણો.

**નૈઋત્ય**—દક્ષિણ અને પશ્ચિમની વચ્ચેનો તે નૈઋત્ય ખૂણો.

**વાયવ્ય**—પશ્ચિમ અને ઉત્તરની વચ્ચેનો તે વાયવ્ય ખૂણો.

**ઈશાન**—ઉત્તર અને પૂર્વની વચ્ચેનો તે ઈશાન ખૂણો.

## નકશા વિષે સમજ.

**નકશો એટલે શું?**—કોઈપણ ઘર, નિશાળ, ગામ, શહેર, જીલ્લા, પ્રાંત કે દેશના કાઢેલા આકારને નકશો કહેછે.




નકશો સીધો રાખી તેની સામા આપણે ઉભા રહીએ તો ઉપરનો એટલે મથાળાનો ભાગ તે **ઉત્તર** દિશા; અને ડાબા હાથ તરફનો તે **પશ્ચિમ** દિશા; નીચલો એટલે બોંય તરફનો ભાગ તે **દક્ષિણ** દિશા તથા જમણા હાથ તરફનો ભાગ તે **પૂર્વ** દિશા જાણવી.

આ ઉપરથી નકશામાં ખૂણા તો સહેલથી સમજાશે.

# ખેડાજીલ્લો.

**સીમા**—ઉત્તરમાં અમદાવાદ જીલ્લો, ગાયકવાડ અને મહીકાંઠા એજન્સિનો કેટલોક મૂલક તથા વાડાસિનોર સંસ્થાન છે. પૂર્વ તથા દક્ષિણમાં મહીનદી આવેલીછે તે પંચમહાલ, ગાયકવાડનાં રાજ્ય તથા ભરૂચ જીલ્લાને જુદો પાડે છે. પશ્ચિમમાં ખંભાતનું સંસ્થાન અને અમદાવાદ જીલ્લો છે.

**મહી**—એ નદી માળવાના ડુંગરમાંથી નીકળી, ઠાસરા, આણંદ, બોરસદ એ તાલુકામાં વહી ખંભાતના અખાતને મળે છે. એ ઉપરનાં ગામ, જનોડ, વનોડા, કુણી, સોનીપુર, પાલી, રાણીઆ, વાસદ, ઉમેટા, ગાજણા, દેહેવાણ ને ખંભાત છે.

**શેઢી**—એ નદી માળવાના ડુંગરમાંથી નીકળી, ઠાસરા, નડીઆદ ને મહેમદાવાદ તાલુકામાં વહી, ખેડા આગળ વાત્રકને મળે છે. તેના ઉપર ડાકોર, હીરંજ, સોડપૂર, વીણા, હાથજ, બીલોદ્રા ને ખેડા છે.

**વાત્રક**—એ નદી ડુંગરપુર પાસેથી નીકળી, કપડવણજ, મહેમદાવાદ માતર તાલુકામાં વહી પાલ્લા આગળ સાબરમતીને મળે છે. તે ઉપર અપરૂજી, રવદાવત, લાળદરવાસ, ઘોડાસર, સરસવણી, માંકવા, મહેમદાવાદ, ખેડા, વીસણાબુજુર્ગ ને પાલ્લા છે.

**મેશ્વો**—એ નદી અમદાવાદ જીલ્લામાંથી નીકળી, મહેમદાવાદ તાલુકામાં વહી વાત્રકને મળેછે. એના ઉપર કનીજ ને સાંખેજછે.

**ખારી**—એ અમદાવાદ જીલ્લામાંથી નીકળી મહેમદાવાદ અને માતર તાલુકામાં વહી સાબરમતીને મળે છે. તેના ઉપર નવાગામ, નાયકા છે.

**મોહોર**—એ નદી કપડવણજ આગળ વહી પછી શેઢીને મળેછે.

**વરાંસી**—એ નાની નદી કપડવણજ પાસે મોહોરને મળે છે.

**લુણી**—એ નદી શેઢીને મળેછે. **ગળતી**—એ નદી શેઢીને મળેછે.

**મુખ્ય શહેર**—આ જીલ્લાનું મુખ્ય શહેર ખેડા એ વાત્રક ને શેઢી નદીના સંગમપર છે. એમાં કલેક્ટર, આસિસ્ટંટ કલેકટર, ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટર, હજુર ડેપ્યુટી કલેક્ટર, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, ડિસ્ટ્રિક્ટ જડજ અને સિવિલસર્જન વગેરે જીલ્લાના મુખ્ય અધિકારીઓ રહેછે.

**તાલુકા**—સાત છે:-(૧) કપડવણજ, (૨) ઠાસરા, (૩) નડીઆદ, (૪) મહેમદાવાદ, (૫) માતર, (૬) આણંદ, (૭) બોરસદ.

## ખેડાજીલ્લાનાં પ્રખ્યાત ગામ.

**કપડવણજ**—એ કાચ ને સાબુ માટે પ્રખ્યાત છે.

**લસુંદ્રા**—એ ઉના ટાઢા પાણીના કુંડ માટે.

**ડાકોર**—એ રણછોડજીના ધામ ને ગોમતી તળાવ માટે.

**વડતાલ**—એ સ્વામીનારાયણના મંદિર માટે.

**મહેમદાવાદ**—એ ભમરીઆ કુવા માટે. એ તાલુકામાં પારી જાતનાં ફુલ થાય છે. તથા બાસ્નો વખણાય છે.

**માતર**—એમાં શ્રાવક લોકના સાચા દેવનું મંદિર છે. એ પરગણામાં કસુંબીનાં ફુલ થાય છે.

**દેથલી**—એમાં બળીઆકાકાનું સ્થાનક છે.

**લાંભવેલ**—એમાં લાંભવેલા હનુમાન છે.

**ઓડ**—એમાં કુવા ઘણા ઊંડા છે.

**ભાળજ**—એમાં જુની વાવ છે. તે સિદ્ધરાજ જયસિંહની બાંધેલી કહેવાય છે.

**પીંપળાવ**—એમાં આશાપુરી માતા છે.

**ધામોલ**—એમાં ફુલબાઈ માતા છે.

**વાહ્લા**—અહીં સાત નદીઓનું ૧ એકઠું થાય છે. તેથી કારતકી પુનેમે મેળો ભરાય છે.

# ખેડાજીલ્લાના મોટા કસ્બાઓ.

**કસ્બાઓ**—નડીઆદ, અલીણા, મહુધા, હાસરા, કપડવણજ, માતર, મહેમદાવાદ, આણંદ, બોરસદ, ઉમરેઠ ને ખેડા છે.

**ચરોતર**—નડીઆદ અને આણંદ તાલુકાની જમીનને કહે છે. તેમાં તંબાકુનો પાક સારો થાય છે. તેથી તે ભોંય કીમતી ગણાય છે.

**પેટા તાલુકા** ખેડા, મહુધા ને ઉમરેઠ છે.

## કપડવણજ તાલુકો.

**સીમા**—ઉત્તરમાં પગાંનીજ તાલુકો, પૂર્વમાં વાડાસિનોરનું નાનું રાજ્ય, દક્ષિણમાં નડીઆદ તથા હાસરા તાલુકાનો થોડો ભાગ, અને પશ્ચિમે ગાયકવાડના મુલક છે.

**નદીઓ**—**મોહોર** એ કપડવણજની પશ્ચિમ બાજુએ છે ને તે કપડવણજ તથા કઠલાલ આગળ થઇને જાય છે. **વાત્રક** એ પણ આ તાલુકાની પશ્ચિમ દિશાએ છે ને તે અપરૂજીની મુઆડી આગળ થઇને જાયછે. **વરાંસી** એ પણ નાની નદી કપડવણજની પશ્ચિમમાં વહે છે. તે કપડવણજમાં મોહોર નદીને મળે છે.

**મોટાં ગામ**—કપડવણજ, કઠલાલ, આંત્રોલી, તોરણા, લસુંદ્રા, છીંપડી, રવદાવત, અંતીસર, પીઠાઇ, ભાટેરા, અનારા, દૈયપ, નવાગામ, સાવલી, કઠાણા, સુણુદા ને છીપીઆલ છે.

કપડવણજની **ઉત્તરમાં** બેટાવાડા; **ઇશાનમાં** દંતાલી; **પૂર્વમાં** અંતીસર; **દક્ષિણમાં** સાવલી, લસુંદ્રા, કઠાણા ને અનારા; **નૈરૃત્યમાં** ભાટેરા, તોરણા, કઠલાલ ને પીઠાઇ; **પશ્ચિમ**-માં કાણીઅલ, છીંપડી, આંત્રોલી, અપરૂજી ને રવદાવત છે.

**ઉપજ**—બાજરી, ડાંગર, કોદ્રા, કપાસ અને સાબુની છે.

**વિશેષ હકીકત**—આ તાલુકામાં ૮૫ ગામ તથા સુમારે ત્રાણું હજાર માણુસની વસ્તી છે. મુખ્ય ગામ—કિલ્લે કપડવણુજ એ મોહાર અને વરાંસી નદીના સંગમપર છે. તેમાં મામલતદારની કચેરી તથા સબાર્ડિનેટ જડજની કોર્ટ છે. વળી એમાં શહેર સુધરાઈખાતું, પુસ્તકશાળા, બીજા વર્ગની આંગલોવર્નાક્યુલરસ્કૂલ, છોકરા તથા છોકરીઓની ગૂજરાતી તથા ઉર્દુશાળા, પોસ્ટઆફીસ, દવાખાનું, કાચ તથા સાબુ બનાવવાનાં કારખાનાં અને મિત્રમંડળ મુદ્રાલય નામે સારા પાયાપર ચાલતું એક છાપખાનું પણ છે. આ કસ્બામાં લગભગ પંદર હજાર માણુસની વસ્તી છે. તેમાં વાણીઆ, બ્રાહ્મણ, લોટીઆ વહોરા, મુસલમાન વગેરે ઘણી જાતના ઘણાક પૈસાદાર લોકો વસેછે. શહેરને ફરતો કોટ છે. મધ્યોમધ્ય સિદ્ધરાજ જયસિંહનો બંધાવેલો પુરાતન એક મોટો કુંડ તથા વાવ છે તે બહુ જોવાલાયક છે. આ કુંડ પાસે પથ્થરના બાંધેલા ઊંચા મિનારાપર એક ઘડીઆળ છે. શહેરમાં મ્યુનિસિપાલ બાગ અને શહેરની બહાર વહોરા લોકોના ફળદ્રુપ બગીચા છે. અંતેસરીએ દરવાજે શેઠાણી માણેકબાઈએ એક ઘણી સુંદર વિશાળ ધર્મશાળા બંધાવી છે તેથી મુસાફર લોકોને ઘણું સુખ થયું છે. કપડવણુજથી નડીઆદ અને કપડવણુજથી ડાકોર તથા કપડવણુજથી બાયડ અને મોડાસા સુધી સડક બાંધેલી છે.

**લસુંદ્રા**—એ કપડવણુજથી પાંચ ગાઉ ઉપર છે. તેમાં ટાઢા ઉના પાણીના કુંડ જોવાલાયક છે. ત્યાં દર વરસે મહા શિવરાત્રિને દિવસે મેળો ભરાય છે. **ઉત્કંઠમહાદેવ**—કપડવણુજથી પાંચ ગાઉ ઉપર વાત્રક કાંઠે વાઘજીપર કરીને ગાયકવાડ સરકારનું ગામ છે, તેમાં આ ઉત્કંઠમહાદેવનો મહા વદ ૧૪ એટલે મહાશિવરાત્રિની યાત્રામાં સુમારે એક લાખ માણુસનો મેળો ભરાય છે.

# ઠાસરા તાલુકો.

**સીમા**-ઉત્તરમાં કપડવણજ તાલુકો; પૂર્વમાં મહીનદી ને તેની ગેલી મેર પંચમહાલ; દક્ષિણમાં આણંદ તાલુકો અને પશ્ચિમે નડીઆદ તાલુકો છે.

**નદીઓ-મહી** એ આ તાલુકાની ઉત્તરમાં છે. **શેઢી** એ આ તાલુકાની પશ્ચિમ બાજુએ છે ને તે આ તાલુકાની ઉત્તર તરફના ડુંગરોમાંથી નીકળી ઠાસરા તથા ડાકોર આગળ થઇને વાત્રકને મળેછે. **ગળતી** એ નાની નદી મહીને મળેછે.

**મોટાં ગામ**-ઠાસરા, ડાકોર, અંધાડી, કાલસર, ઢુણાદ્રા, વાંઘરોલી, જનોડ, પડાલ, વાડદ, ઓઝરાળા, આગરવા, વનોડા, રસુલપુર, સાંઢેલી, રાણીઆ, બોરડી, પીંપળવાડા, વણોતી, વસો, ચેતરસુંબા, ભાસરા ને ઘોળાજ છે.

ઠાસરાની **ઇશાન**માં વાડદ, પડાલ, વાંઘરોળી ને જનોડ છે. **પૂર્વ**માં હંગાડીપાડીઆ. **દક્ષિણ**માં કાલસર ને રાણીઆ. **નૈઋત્ય**માં ડાકોર છે.

**સ્ટેશન**-ડાકોર, ઠાસરા ને પાલી છે.

**ઉપજ**-બાજરી, ડાંગર ને બાવટાની છે.

**વિશેષ હકીકત**-આ તાલુકામાં ૯૬ ગામ તથા સુમારે પંચાસી હજાર માણસની વસ્તી છે. મુખ્ય ગામ **ડાકોર** એ શેઢી કાંઠે આ તાલુકાનું મોટામાં મોટું ગામ છે. તેમાં સુમારે આઠ હજાર માણસની વસ્તી છે. તેમાં મુખ્ય મેવાડા બ્રાહ્મણ ઉપરાંત વાણીઆ તથા પાટીદાર વગેરે વસે છે. એમાં શહેર સુધરાઇખાતું, પુસ્તકશાળા, પોસ્ટ આફીસ, તથા છોકરા અને છોકરીઓની શાળા તથા દવાખાનું છે. વળી ડાકોરમાં રણછોડજીના મંદિરનું મોટું પવિત્ર ધામ અને ગોમતી નામે મોટું તળાવ છે. ત્યાં દરેક પુનેમે મેળો ભરાય છે. તેમાં પણ આસો સુદ પુનેમ

અને અષાડ શુદ બીજના રથયાત્રાના દિવસે સર્વથી મોટો મેળો ભરાય છે. બીજું ગામ કસ્બે ઠાસરા છે. તેમાં સુમારે પાંચ હજાર માણસની વસ્તી છે. એમાં મામલતદારની કચેરી, છોકરા તથા છોકરીઓની નિશાળ, દવાખાનું અને પોસ્ટ આફીસ છે.

## નડીઆદ તાલુકો.

**સીમા**—ઉત્તરમાં કપડવણજ તાલુકો; પુર્વમાં ઠાસરા તાલુકો; દક્ષિણમાં ગાયકવાડી પેટલાદ અને બોરસદ તાલુકો તથા પશ્ચિમે મહેમદાવાદ અને માતર તાલુકા છે.

**નદીઓ**-**મોહોર** ને **શેઢી** એ નડીઆદની ઉત્તરમાં છે; અને તે બંને નંદગામ ને અરજુનપુરના કોટ આગળ ભેગી થઈને શેઢી નામ લઇ મહેમદાવાદ તાલુકામાં ખેડા પાસે વાત્રકને મળે છે. **લૂણી** એ કોટ આગળ શેઢીને મળે છે.

**મોટાં ગામ**—નડીઆદ, ઉતરસંડા, ચકલાશી, ડભાણ, મોહોલેલ, સલુણ, નરસંડા, કણજરી, વડતાલ, પીપલગ, અલીંદ્રા, મિત્રાલ, સોડપુર, અરેરા, સુરાસામળ, માંઘરોલી, ફ્રીઆવી, પીપળાતા, દેગામ, દાવડા, ભૂમેલ, મહમદપુરા, કણજોડા, ગુતાલ, ચુણેલ, અલીણા, ભાનેર, વડથલ, વીણા, હીરંજ, સાસ્તાપુર, ખડોલ, સણાલી, હાથજ, મરીડા, ધોધાવાડા, ચલાલી ને વાસણા છે.

નડીઆદની **ઉત્તરમાં** મહુધા, વડથલ ને ભાનેર છે. **ઇશાનમાં** ચુણેલ, અરજુનપુરનો કોટ, નંદગામ ને અલીણા છે. **પૂર્વમાં** કંજરી, મોહોલેલ ને માંગરોળી છે. **અગ્નિમાં** ઉતરસંડા ને ચકલાશી છે. **દક્ષિણમાં** નરસંડા ને વડતાલ છે.

**સ્ટેશન**—નડીઆદ એ રેલવે સ્ટેશન છે.

**ઉપજ**—બાજરી, કોદ્રા, તંબાકુ, જીરું, તલ ને રૂની છે.

**વિશેષ હકીકત**—આ તાલુકામાં ૯૧ ગામ અને સુમારે એક લાખ ને ત્રેસઠ હજાર માણસની વસ્તી છે. આ તાલુકાના દક્ષિણભાગને ચરોતર કહે છે. તેની જમીન ઘણી ફળદ્રુપ એટલે ફળ, ફુલ, લીલોતરી અને પાણીથી ભરપુર છે. માટે ત્યાં ખેતીવાડીનો બારે માસ પાક ઉતરે છે. મુખ્ય ગામ **નડીઆદ**માં મામલતદારની કચેરી અને સબાર્ડિનેટ જડજની કોર્ટ છે. વળી એમાં શહેર સુધરાઇખાતું, પુસ્તકશાળા, હાઇસ્કૂલ, છોકરા તથા છોકરીઓની શાળા, દવાખાનું અને પોસ્ટ આફીસ છે. તેમાં સુમારે ઓગણત્રીસ હજાર માણસની વસ્તી છે. નડીઆદમાં નદી નથી પણ ધર્મશાળા ને તળાવ ઘણાં છે. નડીઆદથી મહુધા તથા કઠલાલ પાસે થઇ કપડવણજ સુધીનો મોટો રસ્તો બાંધેલો છે. આ તાલુકાના **વડતાલ** ગામમાં સ્વામીનારાયણના મંદિરનું મોટું પવિત્ર ધામ છે. ત્યાં કારતક શુદ પુનેમ અને ચૈત્ર શુદ ૯ને દિવસે મોટા મેળા ભરાયછે.

## મહેમદાવાદ તાલુકો.

**સીમા**—ઉત્તરમાં ગાયકવાડનો મૂલક; પૂર્વમાં નડીઆદ તાલુકો; દક્ષિણ તથા નૈઋત્યમાં માતર તાલુકો અને પશ્ચિમ તથા વાયવ્ય ખૂણામાં દસક્રોઇ તાલુકો છે.

**નદીઓ**—**વાત્રક** એ મહેમદાવાદ તથા ખેડા આગળ થઈ પાલ્લા પાસે સાબરમતીને મળે છે. **મેશ્વો** એ દેદરડા ને સમાદ્રા આગળ વાત્રકને મળે છે. **ખારી** એ સાબરમતી અને મેશ્વાની વચ્ચે વહી લાલી તથા કલોલી વગેરે ગામો આગળ થઇ કચ્છના રણમાં સમાય છે.

**મોટાં ગામ**—મહેમદાવાદ, ખેડા, વાંઠવાળી, શીહુંજ, મહીજ, સરસવણી, કનીજ, માંકવા, રૂદણ, અકલાચા, વરસોળા, રીંછોલ, કેશરા, લાલી, સાંખેજ, ખાત્રજ, કાચ્છઇ, નેનપુર, સેત્રુડા, બીડજ, વણસોલી, પરસાંતજ ને સંધાવણસોલ છે.

મહેમદાવાદની ઉત્તરમાં ઘોડાસર; ઇશાનમાં હળદરવાસ, સરસવણી, સેત્રુંડા, અકલાચા ને કુદણુ છે. પુર્વમાં શીહુંજ; નૈઋત્યમાં ખેડા; પશ્ચિમમાં દેદરડા, સમાદ્રા ને બીડજ છે. વાયવ્યમાં મહીજ, કનીજ ને લાલી છે.

**સ્ટેશન**—મહેમદાવાદ એ રેલવે સ્ટેશન છે.

**ઉપજ**—બાજરી, ડાંગર, કોદ્રા ને શેરડી તથા પારિજાતકનાં ફુલ થાય છે.

**વિશેષ હકીકત**—આ તાલુકામાં ૬૨ ગામ અને સુમારે નેવાસી હજાર માણસની વસ્તી છે. મુખ્ય ગામ—કિલ્લે **ખેડા** એ વાત્રક ને શેઢી નદીના સંગમપર છે. તે આખા જીલ્લાનું મુખ્ય શહેર છે. તેને ફરતો કોટ છે. તેમાં સુમારે તેર હજાર માણસની વસ્તી છે. એમાં પુસ્તકશાળા, પહેલા વર્ગની આંગ્લોવર્નાક્યુલર સ્કુલ, કન્યાશાળા, સિવિલ હાસપીટાલ, જીલ્લાનું મોટું જેલખાનું, શહેર સુધરાઇખાતું ને પોસ્ટ આફીસ છે. ખેડાથી મહેમદાવાદના રેલવે સ્ટેશન સુધી સડક બાંધેલી છે. **મહેમદાવાદ** એ વાત્રક કાંઠાપર મોટો કસ્બો છે. એ ગુજરાતના પાદશાહ મહમદ બેગડાએ વસાવ્યો છે. માટે તેના નામપરથી મહેમદાવાદ નામ પડયું છે. તેમાં મામલતદારની કચેરી, શહેર સુધરાઇખાતું, રીડિંગરૂમ, છોકરા તથા છોકરીઓની શાળા, દવાખાનું ને પોસ્ટ આફીસ છે. આ કસ્બાની પાસે ભમરીઓ કુવો તથા તેની પડોસમાં વાત્રક નદીના કિનારાપરનો રોજો એ બે બહુ જોવા લાયક છે.

## માતર તાલુકો.

**સીમા**—ઉત્તરમાં મહેમદાવાદ તાલુકો, તથા અમદાવાદ જીલ્લાનો દસક્રોઇ તાલુકો; પૂર્વમાં નડીઆદ તાલુકો તથા ગાયકવાડનો મલક; દક્ષિણમાં ખંભાતનું સંસ્થાન અને પશ્ચિમમાં અમદાવાદ જીલ્લાનો ધોળકા તાલુકો છે.

**નદીઓ**–**સાબરમતી** એ પશ્ચિમે છે. **વાત્રક** એ આ બધા તાલુકામાં થઇને પાલ્લા પાસે સાબરમતીને મળે છે. **ખારી** એ આ તાલુકાની વાયવ્ય દિશાએ છે.

**મોટાં ગામ**–માતર, રઢુ, નાયકા, સંધાણા, રતનપુર, કલોલી, ઊંઢેળા, નવાગામ, સોખડા, વણસર, ગોબળજ, ધરોડા, રધવાણજ, કોશીઅલ, ખડીઆળપુરા, અલીંદ્રા, લીંબાશી, ખાંધલી, સીંજીવાડા, દેથલી, ત્રાજ, દેવાતજ, મેહેલજ, લવાલ, મોરજ, પરીએજ, ત્રાણજા ને હૈજરાબાદ છે.

માતરની **અગ્નિ**માં અલીંદ્રા; **દક્ષિણ**માં ત્રાજ ને ત્રાણજા છે; **નૈરુત્ય**માં લીંબાસી ને પાલ્લા; અને **પશ્ચિમ**માં રઢુ, મેહેલજ ને કલોલી છે.

**ઉપજ**–બાજરી, ડાંગર, કોદ્રા, શેરડી ને કસુંબી ફૂલની છે.

**વિશેષ હકીકત**–આ તાલુકામાં ૮૦ ગામ અને સુમારે ઓગણાસી હજાર માણસની વસ્તી છે. મુખ્ય ગામ કસ્બે **માતર** છે. એમાં મામલતદારની કચેરી, શહેર સુધરાઇખાતું, પોસ્ટ આફીસ તથા ગુજરાતી શાળા છે. **વઉઠા** એ નામ બેઉઠા ઉપરથી પડેલું સંભવે છે. કારણ કે ત્યાં બેઉઠા એટલે સાત નદીઓનો સંગમ થાય છે. આથી એમાં દર વરસે કારતકી પુનેમને દિવસે મેળો ભરાયછે. તેમાં સુમારે લાખ માણસ ભેળું થાય છે.

## આણંદ તાલુકો.

**સીમા**–ઉત્તરમાં હાસરા તાલુકો; પૂર્વમાં મહીનદી; દક્ષિણમાં બોરસદ તાલુકો ને પશ્ચિમમાં નડીઆદ તથા માતર તાલુકા છે.

**નદીઓ**–**મહી** એ મોટી નદી આ તાલુકાની પૂર્વ દિશાએ થઇને ખંભાતના અખાતને મળે છે.

**મોટાં ગામ**–આણંદ, ઉમરેઠ, કરમસદ, સારસા, નાહાપાડ, ચીખોદ્રા, વાસદ, અડાસ, નાવલી, વડોદ, મોગર, ગાના, સંદેસર, બેડવા, ગામડી, હાડગુડ, વધાશી, વલાસણ, કરમસદ,

સારસા, ભાળજ, થામણા, સામરખા, બોરીઆવી, ખં
બોળજ, સંડલપુર, કુંજરાવ, ક્રાસ્કર, અજરપુરા, પણ-
સોરા, સુરેલી, સીળી, વણસોલ, લીંશકા, રારીનોલ,
લાંભવેલ ને આહીમા છે.

**આણંદની ઇશાન**માં સામરખા, ભાળજ ને ઉમરેઠ છે. **પૂર્વ**માં સારસા ને ખંભોળજ છે. **અગ્નિ**માં અડાસ ને વાસદ છે. **દક્ષિણ**માં નાવલી ને નાલાપાડ છે. **પશ્ચિમ**માં કરમસદ, અને **વાયવ્ય**માં બોરીઆવી છે.

**સ્ટેશન**–વાસદ, નાવલી, બોરીઆવી, આણંદ, ભાળજ ને ઉમરેઠ છે.

**ઉપજ**–તંબાકુ, કોદ્રા, બાજરી, જીરૂં ને રૂની છે.

**વિશેષ હકીકત**–આ તાલુકામાં ૭૨ ગામ તથા સુમારે એક લાખ પંચાવન હજાર માણસની વસ્તી છે. મુખ્ય ગામ **ઉમરેઠ** એમાં સુમારે પંદર હજાર માણસની વસ્તી છે. તેમાં મુખ્ય ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીઆ વસેછે. એમાં સબાર્ડિનેટ જડજની કોર્ટ, પુસ્તકશાળા, બીજા વર્ગની આંગ્લોવર્નાકયુલર સ્કૂલ, કન્યાશાળા, દવાખાનું, શહેર સુધરાઇખાતું ને પોસ્ટ આફીસ છે. **આણંદ** એમાં સુમારે દશ હજાર માણસની વસ્તી છે. તેમાં મામલતદારની કચેરી, શહેર સુધરાઇખાતું, દવાખાનું, પોસ્ટ આફીસ અને છોકરા તથા છોકરીઓની શાળા છે. ગોધરા રતલામ રેલવેની ડાકોરની શાખા તથા ગાયકવાડ સરકારની રેલવેની પેટલાદની શાખા આ આણંદ સ્ટેશને મળે છે. **વાસદ** સ્ટેશન પાસેની **મહી** નદી ઉપરનો મોટો પૂલ બહુ જોવા જોગ છે.

## બોરસદ તાલુકો.

**સીમા**–ઉત્તરમાં આણંદ તાલુકો; પૂર્વમાં મહીનદી ને ગાયકવાડનો મૂલક; દક્ષિણમાં મહીનદી ને તેની પેલી તરફ ભરૂચ

જીલ્લો; પશ્ચિમમાં ગાયકવાડનો મુલક ને ખંભાતનું રાજ્ય.

**નદી-મહી** એ આ તાલુકાની પૂર્વ ને દક્ષિણ સીમા છે. તે ઉમેટા તથા દહેવાણ ગામ પાસે થઈ ખંભાતના અખાતને મળે છે.

**મોટાં ગામ**-બોરસદ, દાવોલ, આંકલાવ, નાહાપા, રાસ, ઉમેટા, ભેટાશી, અલારસા, પામોલ, વેહેરા, નીસરાયા, સાસોલ, કંઆરીઆ, ખેડાસા, શીંગળાવ, વડેલી, દેદરડા, આસોદર, ગાજણા, જંત્રાલ, સૈનપુર, સુણાવ, વીરસદ, પીંપળાવ, પંડોળી, પાલજ, દેહેવાણ, બોચાસણ, વડદલા, કઠાણા, દંતેલી, પોરડા, વત્રા, ખટનાલ, ખડાણા, બામણવા, આશી, રાળજ, કશિણાવ ને રંગીપુરા છે.

બોરસદની ઉત્તરમાં નાહાપા; પૂર્વમાં દાવોલછે. **અગ્નિ**માં ઉમેટા; દક્ષિણમાં ગાજણા; **નૈઋત્ય**માં રાસ, દાવેલી ને દહેવાણછે. **વાયવ્ય**માં પાલજ, પીંપળાવ ને સુણાવ છે.

**ઉપજ**-ડાંગર, બાજરી, તંબાકુ, જીરૂં, ગળી ને સુખડની છે.

**વિશેષ હકીકત**-આ તાલુકામાં ૮૯ ગામ તથા સુમારે એક લાખ સુંવાળીસ હજાર માણસની વસ્તી છે. આ તાલુકાનાં ગામો એક જથે નથી પણ ગાયકવાડ તથા ખંભાતના રાજ્યમાં વીખરાઇ ગયેલાં છે. મુખ્ય ગામ **બોરસદ**માં સુમારે તેર હજાર માણસની વસ્તી છે. એને ફરતો કોટ છે તે કેટલેક ઠેકાણેથી પડી ગયો છે. એમાં મામલતદારની કચેરી, સબાર્ડિનેટ જડજની કોર્ટ, છોકરા તથા છોકરીઓની નિશાળ, દવાખાનું, શહેર સુધરાઇખાતું અને પોસ્ટ આફીસ છે. **પામોલ** ગામમાં કુલબાઈ માતાનું અને **પીંપળાવ** ગામમાં આશાપુરી માતાનું મોટું ધામ હોવાથી ત્યાં ઘણાખરા હિંદુ લોકો વારંવાર જાય છે.

---